નવું સાલ મુબારક.

A Happy New Year.



THE

# ZOROASTRIAN CALENDAR

FOR THE YEAR OF YEZDIJIRD 1241.

*(22nd September* 1871 *to* 20*th September* 1872.*)*

# ઝોરાસટરીઅન કાલેનડર

યાને

# જરતોસતી પંચાંગ

## યઝદેજરદી ૧૨૪૧ ના વરસનું.

(તારીખ ૨૨ મી સપટેંમબર ૧૮૭૧ થી તે તારીખ
૨૦ મી સપટેંમબર ૧૮૭૨ સુધીનું.)

Second Annual Publication.

બીજી વરસની પ્રસીધી.

આલુ રેહેચ બરસેપર વરસે સદા—ભલા તેજ જે કરે નેક કામો અદા.

પરવરતાવનાર, બરજોરજી નશરવાંનજી કુતાર.

મુંબઈ મધે
ધોબીતલાવપર નંબર ૯૦૬ વાળાં ઘેરમાં,
મુંબઈ આશુક પ્રેસમાં રતનજી શોરાબજી પ્રીનટરે છાપ્યુંછે.

ઈસવી સને ૧૮૭૧.

આશુક પ્રેસમાંથી મળશે.
કિંમત રૂ૦||

# વરતમાંન પતરોનાં મત·

—o—

ઝોરાસટરીઅન કાલેનડર નામનું એક નવું, નાહાનાં કદનું પણ અતી સુંદર અને શેણકદાર પંચાંગ બાહેર પડયુંછે. એની કીમત ૨૦॥ છે, અને તેટલી કીમત એ કાલેનડર પાછલ થયલી મેહેનત તરફ જોતાં કશી વધારે લાગતી નથી. એમાં બનતાં લગી પારસીઓને ઉપયોગી અને જાંણવાજોગ બીનાઓનો આછી રીતે સમાવેશ કરેલો છે. એ કાલેનડર પારસીઓને બધીવાતે ઉપયોગી થાઈ પડે તેવી કોશેશ કરવામાં તેના બનાવનારે કશુર રાખેલી દીસતી નથી; અને તેથી તેવું સસતું અને સગવડ ભરેલું કાલેનડર દરેક જરતોશતીઓ ખરીદીને પોતા પાશે રાખે એવું અમો ઇછીએછે.

મુંબઈ ચાબુક, તા૦ ૭ મી સપટેમબર ૧૮૭૦.

થોડી કીમતનાં એક નાહનાં કાલેનડરની આજશુધી જે ખુટ હતી તે આથી પુરાએલી અમો સમજીએચ, અને આશાછે કે જરતોસતી આલમ તરફથી તેને ઘટતો આસરો મલવાનો......જરતોશતીઓને તે ઘણું ઉપયોગી થાઈ પડવાનું, એમાં કશો શક નથી. અમો આ કાલેનડર ખરીદવાની અમારા દરેક જરતોશતી ભાઈઓને ભલાંમણ કરીએચ, કેમકે તે દરેક જરતોશતીની ટેબલપર બીરાજવા લાયકનું, શોહામણું, તેમજ જરતોશતીઓને લાયકની ખબર આપનારૂં ગણાયછે.

યજદાંપરસત, તા૦ ૮ મી સપટેમબર ૧૮૭૦

ઝોરાસટરીઅન કાલેનડર નામનું એક ગુજરાતી પંચાંગ સારાં સફાઈદાર કાગજ અને શોભાઈતી છપાઈ શાથનું અમોને એનાયત થયુંછે. આ કાલેનડરની કીમત તેની છપાઈ તથા કદ તરફ જોતાં ઘણી નથી. જરતોશતીઓમાં એક સારાં ગુજરાતી કાલેનડરની ખુટ હતી તે આ કાલેનડરે પુરીછે, અને તેને જરતોશતી આલમ તરફથી આસરો મલવો જોઈએછે. એક શુધ ગુજરાતી કાલેનડરની ઘણી જરૂર હતી તે આ કાલેનડરથી પુરાયલી જોઈ અમો ખુશી છીએ.

અખબારે શોદાગર, તા૦ ૮ મી સપટેમબર ૧૮૭૦.

"ઝોરાસટરીઅન કાલેનડર યાને જરતોશતી પંચાંગ" અમોને તેના પરવરતાવનાર મી૦ બરજોરજી નશરવાંનજી કુતાર તરફથી મલેલુંછે, તેની પોંહોંચ માંન સાથ અતરે કબુલ રાખીએચ. એમાં પારશીઓના તેહેવાર, ધરમખાતાંઓ અને બીજી કેટલીક જાંણવા જોગ બાબદો સમાવીછે.

જામે જમશેદ, તા૦ ૮ મી સપટેમબર ૧૮૭૦.

આ કાલેનડરના બનાવનારે ઘણી મેહેનત લીધેલી માલમ પડેછે, અને તેથી પારશીઓએ તેને જોઈતો આસરો આપી ઉપયોગમાં લેવું ઘટેછે. આ નાહાનાં કાલેનડરે જે દેખાવ આ વરશે દીધોછે તે ઘણો મનપસંદ લાગેછે.

સનડે રીવીઊ, તા૦ ૧૧ મી સપટેમબર ૧૮૭૦.

સરેસતાનાં પંચાંગોને લગતી વીગત ઘણીક અગતજોગ બાબદ સાથ એ પંચાંગમાં સમાવીછે. આ પંચાંગ બીજાં પંચાંગો કરતાં છપાઈમાં અને શફાઈમાં વધારે સારૂંછે.

રાશત ગોફતાર, તા૦ ૬ ઠી નવેમબર ૧૮૭૦.

# પરવરતાવનાર તરફનો ખોલાશો.

હકતાલાની યારીથી આ "ઝોરાસટરીઅન કાલેનડર" નું કાંમ દંનપરદંન શુધરતું અને હાર પડતું જાયછે, એમ જણાવતાં કમતરીનને થોડી ખુશી ઊપજતી નથી. શુધરેલા પાયા ઊપર જરતોશતી ઉપયોગી ગુજરાતી પંચાંગ કાહાડવાની પેહેલ કરતાં ગએ સાલ આ પંચાંગનું કદ ઘણું નાહાનું રાખવામાં આવયું હતું, પણ તે કાંમમાં હમારા હમજાતીઓ તરફથી ધારેલી મદદ મલીઆથી આ સાલનાં કાલેનડરનાં કદમાં (જોકે પુરેપુરો નહી તો એ) કેટલોક વધારો કરવાની હમોએ હીમત ધરીછે, અને આશાછે કે તેની કદર સહમજુ અને શીઆંણા વાંચનારા ખુજી, કદ પ્રમાણે કીંમતમાં જે વધારો કરયોછે તેની દરગુજર કરશે.

પંચાંગ પરવરતાવવાના અગણીત ફાયદા છે, જેમાંથી ચાલતા તેમજ આગલા વખતની નોંધ મલી શકએ. પંચાંગો ગોયા આવતા વખતને માટે તઇઆર કરેલાં શાંધણો છે, અને તેમાં ચાલુ નોંધ જલવાઇ રેહેવાથી તે ખરેખરાં ઊપયોગી થાઇ પડેછે. પંચાંગોથી બીજો ફાયદો એ થાયછે કે તે દરેક વરશે, આખાં વરશ તુલીક, હરેક બનાવો, તેહેવારો, તારીખ, વાર વીગરેની બાબદો જોવાને તુરત વેલાએ કાંમ લાગેછે, અને તેનાંથી ઘણી વાતમાં મદદ મલેછે. આ નેમ સાચવવાની મકશદે ગએ શાલ આ કાલેનડર પરવરતાવયા પછી હમોને હમારા જાતભાઇઓ તરફથી કેટલીક રીતની સલાહ અને શુચના તરીકે જે મદદ મલીછે તે માટે તેમનો આ ઠેકાંણે ઊપકારમાંનીએછે. વલી તે દરમેઆંન એક સખી શેઠીઆએ આ કાલેનડરની ૨૫) નકલ પોતાની ગીરેથી ખરીદી, અતરેની તથા દેશાવર ખાતેની લાઇબરેરી અથવા જાહેર પુશતકખાંનાંઓમાં "ચાબુક પ્રેસ"ના પ્રીનટર મી૰ રતનજી શોરાબજીની મારફતે ભેટ મોકલાવી હતી તેથી જેમ તે પુશતકખાંનાઓને ઊપયોગી થાઇ પડીતી તેમ તે શેઠીઆને ઘણું માંન અને સાબાશી લાયક તે કાંમ હડયુંતું, માટે તેમનો પણ અતરે મોટો ઊપકાર માંનીએછે. આ સાલનાં કાલેનડર તરફ જોતાં તેમાં સમાવેલી વીગતો માટે કેટલાક જરતોશતીઓ તરફથી પુરાંણાં લખાંણો અને પુશતકો અમોને આપવામાં આવેઆંછે, તેમજ કેટલાક સાહેબોએ જોઇતી અસલી વીગતો પુરી પાડીછે, તથા શુરતવાશી ચંચલ જવાંન મી૰ પાલનજી બેજનજી કોટવાલનાં (જેવોને ખગોલવીદયા સંબંધી કેટલુંક સારૂં ગ્નાનછે તેવો)એ આ કાલેનડરમાં સમાવેલી ખગોલ સાસ્ત્રની તમાંમ જાંણવાજોગ બીના લખીમોકલીછે તેમનો, અને છેલે આ કાલેનડરનાં મદદગાર ઘરાકો, તથા જાહેર ખબર આપનારાવો શાથે એને આગલ વધેલું જોવાની ખાએશ રાખનારાવોનો મોટો આભાર માનીએછે.

આ કાલેનડરમાં સમાવેલી તમાંમ બાબદો સંબંધી એક અગતનો ખુલાશો એ કરવો છે કે તેમાં જે નાંમો એકપછી એક લીધાંછે તે બારાખડીનાં અક્ષરોની હારબંદી (Alphabetical order) માં લીધાંછે, માટે જે જરતોશતી દસતુરો, આતશબેરાંમો વગેરેનાં નાંમો આપેઆંછે તે પેહેલ બીજ છેજ નહી, પણ માત્ર બારાખડી પ્રમાંણે ગોઠવેલાં સમજવાં.

સેવટે આ કાલેનડરમાં કાંઇબી રહેલી ખુટ અને ભુલચુકને સારૂં વીવેકવંતો શેઠ દરગુજર ચાહાતાં જણાવીએછે કે એ કાલેનડરને લગતી કોઇબી નવી શુચના અથવા સહલા તેના પરવરતાવનારનાં નાંમ ઊપર લખી "મુબઇ ચાબુક પરેસ" માં મોકલવાની જે સાહેબ અથવા સાહેબો તસદી લેશે તેમનો ઊપકાર માંની ઘેઆંન આપીશું.

બ. ન.

# સાંકલીઉં.

# જરતોશતી પંચાંગ.



## જરતોશતીઓને લગતી ગયાં ૧૨૪૦ નાં શાલની

## જાણવાજોગ નોંધ.

આ કાલેનડરમાં આખર થયલાં દર એકેકાં વરસમાં જરતોશતીઓને લગતા તથા જાં ણવાજોગ શું બનાવો બનયા, તેની એકંદર નોંધ સમાવાની કોશેશ કરવામાં આવેછે, જેથી જરતોશતીઓની ગોયા એક આખાં વરસની તવારીખ સાચવવા સરીખુ થાયછે. એ તરીકા મુજબ યજદજરદી શને ૧૨૪૦ નાં વરસમાં બનેલા બનાવોની યાદી અતરે ટાંકીએછેઃ—

**શખાવત**—જરતોશતીઓ સખાવતના બાબમાં આજ નવે ખંડમા એકકા ગણાય છે. તેઓના સરીખો દુલ્લો દીલગુરદો અને મોટું મંન બાજી થોડીજ કોંમ હાલના સમેમાં ધરાવતી હશે. દર વરશે તેવો જે હજારો રૂપીઆની સખાવતો કરેછે તેમાં ગએ વરસની સખાવત બચાત વધારેછે. એ વરશે થયલી સખાવત જુમલે રૂ૧,૦૪,૬૫૮, ની થાઇછે, અને તે ફકત જાહેરમાં આવેલીછે, બાકી બીજા શ્રીમંતો તથા વચલે વાધેનાઓથી નાહાની મોટી રકમોની સખાવતો થાઇછે તેતો જુદીજ. ફકત ઇરાંનનાજ દુકાલનાં બે ફંડો મલી એ વરસમાં કુલે રૂ૪૭,૪૬૯ ની સખાવત થાઇછે, કે જે માટે જરતોશતીઓને સારૂં માંન મલીયુંછે. એ વરસમાં છપાઇ જાહેર થયલી સખાવતોની ટીપ નીચે આપીછેઃ—

| | રૂપીઆ. |
|---|---|
| પરશીઆ અને ફરેંચના જખમી થયલા શોલજરોમાં વેંહેંચવાને માટે શેઠ કાવશજી જેહાંગીર રેડીમણી સી. એશ. આઇ. એ મોકલેઆ ................. | ૧૦૦૦૦ |
| શેઠ દારાશા ખરશેદજી ચીનીકાંમવાલાએ પોતાની પુંજીમાંથી જુદાં જુદાં ફંડમાં | ૧૦૦૦૦ |
| શેઠ અરદેશર હોરમજી વાડીઆજીએ ઇરાંનમાં ચાલેલા દુકાલને શમે ઇરાંન મોકલેઆ .............................. | ૫૦૦૦ |
| શેઠ બમનજી જીજીભાઇની છોકરી બાઇ આવાંબાઇનાં પુંન માટે શેઠ બમનજી તથા એ મરનારનાં માતાજી બેહશતનશીન રતનબાઇની પુંજીમાંથી જુદાં જુદાં ધરમખાતાંમાં આપેઆ .............................. | ૩૦૦૦ |
| મરનાર શેઠ જમશેદજી બરજોરજી માશતરીનાં ઊઠમણાંમાં તેમનાં પોતાનાં ફંડમાંથી તથા તેમના બેશીઓએ ભરયા .......... .................... | ૨૭૬ |

| | |
|---|---|
| શેઠ નવરોજી મેતાનાં સગાંઓએ મરનાર નવરોજી પેશતનજીનાં પુંન અરથે જુદાં જુદાં ફંડોમાં આપીઆ ................................ | ૨૪૮૦ |
| શેઠ પાલણજી ખરશેદજી શેઠનાની ધણીઆંણી જીવણબાઇનાં પુંન અરથે તેમનાં એશીઓએ ................................ | ૨૩૫૨ |
| શેઠ પેશતનજી હોરાબજી મળીવાલાએ મળીની ડીશપેનશરીની બાંધણીમાં રહેલી ખુટ પુરી કરવા આપીઆ ................................ | ૨૦૦૦ |
| શેઠ નાનાભાઇ માણેકજી ગજદરે ગનદેવીમાંની ઇંગરેજી ગુજરાતી નીશાલ તથા ધરમનાં દવાખાંનામાં ................................ | ૨૦૦૦ |
| શેઠ નશરવાંનજી નવરોજી શેઠનાંની બેટી મીઠીબાઇનાં ઊઠમણાંમાં તેમનાં પોતાનાં ફંડમાંથી બે ફંડોમાં ................................ | ૨૦૦૦ |
| શેઠ હીરજીભાઇ રતનજી માશતરીએ પોતાની ખુશીથી કુલે જરતોશતી રયતોને અવલમંજલ પોહોંચાડવાનાં ફંડમાં આપવા ૪ ટકાની નોટ લઇ પચાતના ફંડના તરશટીઓને શવાધીન કીધી................................ | ૧૫૦૦ |
| ગનદેવી ખાતેના મરનાર શેઠ નવરોજી નશરવાનજી ગજદરનાં ઊઠમણાંમાં તેવણની પોતાની પુંજીમાંથી તથા તેમના દોશતોએ જુદાં જુદાં ફંડમાં ભરીઆ ... | ૧૩૭૨ |
| શેઠ કાવશજી જેહાંગીર રેડીમણીએ ઇંગલંડ ખાતેનાં જુદાં જુદાં ધરમખાતામાં | ૧૨૦૫ |
| શેઠ કાવશજી જેહાંગીર રેડીમણીએ સતાર આફ ઇનડીઆનો ખેતાબ મલેઆની ખુશાલીમાં ગનદેવીની નીશાલ તથા દવાખાંનાંનાં ફંડમાં ................ | ૧૦૦૦ |
| શેઠ અરદેશર હોરમજી વાડીઆએ પોતાના મરનાર ભાઇ અરદેશરના પુણ અરથે કુરલામાં એક ફુવારો બાંધવા ................................ | ૧૦૦૦ |
| શેઠ અરદેશર હોરમજી વાડીઆજીએ ઓરફનશ મેરીશ સકુલના પરીનશીપાલ ઊપર એક હજાર રૂપીઆની કીમતનાં કપડાં મોકલેઆં... ................ | ૧૦૦૦ |
| શેઠ બેરાંમજી નશવાંનજી શીરવાઇએ કાંદાવાલા મોહલા રીડીંગરૂમમાં(બેવખત મલી) | ૬૧૦ |
| શેઠ કાવશજી જેહાંગીર સી. એસ. આઇ. એ કાંદાવાલા મોલા રીડીંગ રૂમમાં. | ૫૦૦ |
| શેઠ હીરજીભાઇ હોરમજી શેઠનાએ પોતાની છોકરીના છોકરા હોરમજીને શદરો પેહેરાવીઓ તેની ખુશાલીમાં બે જુદાં જુદાં ધરમખાતાંમાં ................ | ૩૦૦ |
| મરનાર મેરબાઇ તે શેઠ બમનજી નવરોજી શેઠનાની ધણીઆણીનાં પુંનને કાજે તેમના છોકરાએ જુદાં જુદાં ફંડમાં ................................ | ૩૦૦ |
| અમદનગરના જરતોશતીઓએ મરનાર ખાંનબાહાદુર બરજોરજી ભીખાજીનાં પુન કાજે કરેલાં ઊઠમણાંમાં ધરમખાતે આપીઆ ................................ | ૩૦૦ |
| આ૦ હોરમજી તથા ખરશેદજી શોરાબજી ચાંનદારૂના મમાઇ નવાજબાઇના પુંનને માટે તેવંણના પોતાનાં ફંડમાંથી તથા એશીઓએ જુદાં જુદાં ફંડમાં... | ૨૯૬ |
| શેઠ દાદાભાઈ જેહાંગીર દાદીશેઠનાએ પોતાની વહુ હમાબાઇનાં પુંન કાજે જુદાં જુદાં ફંડમાં ................................ | ૨૦૧ |
| બરજોરજી ખોદાદાદ છરાંનીએ પોતાના બાવાનાં પુંન શારૂ ઇરાંનના ફંડમાં શીંગાપોર ખાતેથી મોકલેઆ ................................ | ૨૦૦ |
| કસરતશાલાનાં ફંડમાં જુદા જુદા જરતોશતીઓએ મલી ભરયા...... ...... | ૧૬૧ |
| ગનદેવીમાંની ઇંગરેજી, ગુજરાતી નીશાલ તથા ધરમના દવાખાંનાંનાં ફંડમાં મરનાર શેઠ નવરોજી નશરવાનજી ગજદરનાં ઊઠમણાંમા તેમના એશીઓએ | ૧૫૦ |

| | |
|---|---|
| શેઠ બેજનજી જમશેદજી કોયમેનની છોકરીનાં પુંન અરથે તેમના બેશીઓએ જુદાં જુદાં ફંડમાં ........................................ | ૧૩૫ |
| એક જરતોશતીએ પોલીશના પુઅર બાકશમાં ........................ | ૧૦ |
| બાહેરકોટ ઇમપરૂવમેંટ લાઇબ્રેરીનાં ફંડમાં આગલા ભરાયલા રૂ૫૨૨) ઊપરાંત ૧૮૭૦ ની આખેરી શુધીમાં બીજા જરતોશતીઓએ ભરયા........ | ૨૪૫ |
| એજ ફંડમાં, બાહેરકોટ બચાવ ફંડના વીઆજને પેટે તરશતીઓ તરફથી .. | ૧૨૫ |
| ,, શેઠ શોરાબજી શાપુરજી બંગાલી .............................. | ૫૦ |
| ,, શેઠ ધનજીભાઈ ફરાંમજી પટેલ.............................. | ૨૦ |
| ,, મરહુમ આ૦ કા૦ બામબોતના છોકરાવોએ પોતાના બાપના પુન કાજે | ૨૦ |
| ,, શેઠ જી૦ પે૦ અપુ તથા તેવણુના ધણીઆણીએ પોતાના છોકરા રતનજીની શીહાદીની ખુશાલીમાં........................ | ૧૫ |
| ,, શેઠ એ૦ આ૦ હોમજીએ પોતાના બંનેવી માણેકજીના પુન કાજ તથા બેન બરશેદબાઇએ પોતાના ધણી માણેકજીના પુન કાજ | ૧૫ |
| ,, શેઠ દાદાભાઇ પાલનજી ચઊનાએ પોતાના શાલા રતનજી માણેકજી જીનાજી હક થાયા તેમના પુન કાજ ........... | ૫ |
| ,, બાઈ હમાબાઇ તે શેઠ દા૦ પા૦ ચઊનાની ધણીઆણીએ પોતાના ભાઈ રતનજી હક થાયા તેમના પુન કાજ ................ | ૫ |
| ,, શેઠ ફરામજી રતનજી કોયમેને પોતાના બપાઇ જીવણાઈ હક થયાં તેમના પુન કાજ ................................ | ૫ |
| ઇરાંન દેશના અતરે આવેલા ગરીબ જરતોશતીઓની હાલત શુધારવાના ફંડમાં શેઠ હોરમજી મનચેરજી કાંમાંનાં છોકરાવોએ ................ | ૫૦૦ |
| એજ ફંડમાં શેઠ બરજોરજી રતનજી કોપરના છોકરાવોએ ................ | ૪૦૦ |
| ,, શેઠ બેરામજી નશરવાનજી શીરવાઈ ........................ | ૩૦૦ |
| ,, આનરએબલ શેઠ બેરાંમજી જીજીભાઇએ .................. | ૧૦૦ |
| ,, શેઠ રતનજી એદલજી બાટલીવાલાએ........................ | ૧૦૦ |
| ,, શેઠ ભીમજી જમશેદજી બાટલીબોઈ ........................ | ૭૧ |
| ,, શેઠ ફરાંમજી બમનજી શેઠનાએ ........................ | ૫૦ |
| ,, શેઠ શોરાબજી માણેકજી શેઠનાએ........................ | ૫૦ |
| ,, શેઠ માંણેકજી જામાજી કાકાએ........................ | ૫૦ |
| ,, શેઠ નવરોજી રતનજી કોપર ........................ | ૨૫ |
| ,, શેઠ ફરદુનજી ફરાંમજી શેઠનાએ ........................ | ૨૫ |
| ,, શેઠ મનચેરજી ફરાંમજી શેઠનાએ ........................ | ૨૫ |
| ,, શેઠ જાંગીરજી રૂશતમજી મોદીએ........................ | ૨૫ |
| ,, શેઠ જમશેદજી ધનજીભાઈ વાડીઆએ ........................ | ૨૫ |
| ,, શેઠ હોરમજી માણેકજી શીંગારાએ........................ | ૧૫ |
| ,, શેઠ બમનજી માંણેકજી ચોકશીએ ........................ | ૧૫ |
| ,, એક બંદે ખોદાએ ........................ | ૨૫ |
| ,, શેઠ બમનજી ફરાંમજી પટેલે........................ | ૧૭ |
| ,, વાડીઆજી શેઠ અરદેશર હોરમજીએ (વરશાંન તરીકે)........ | ૧૨૫ |

| | | |
|---|---|---|
| ,, | શેઠ એદલજી બમનજી મારીશે (વરશાંન તરીકે) .. ........ | ૫૦ |
| ,, | શેઠ શોરાબજી શાપુરજી બંગાલીએ (વરશાંન તરીકે) ........ | ૧૦૦ |
| ,, | શેઠ પેશતનજી હોરમજજી શનતોક (વરશાંન તરીકે) ......... | ૫૦ |
| ,, | શેઠ બમનજી જીજીભાઈએ પોતાના મેહેરબાન દીકરીની નામ અતે ઊઠમણામાં રૂ૫૦૦ ની ટકા ૪ વાલી નોટ (વરશાંન તરીકે)... | ૫૦૦ |
| ,, | શેઠ શોરાબજી ફરામજી પટેલ ......................... | ૧૦૦ |
| ,, | શેઠ શોરાબજી શાપુરજી બંગાલીએ...... ............... | ૨૫૦ |
| ,, | શેઠ નવરોજી હોરમજી ભરૂચાએ .. .............. ... | ૫૧ |
| ,, | શેઠ નશરવાનજી રૂશતમજી દલાલ ભરૂચાએ .............. | ૫૦ |
| ,, | શેઠ શોરાબજી રૂસતમજી પરશીઅન ક્રીકેટ ક્લબના શેક્રેટરીએ | ૨૫ |
| ,, | શેઠ ડોશાભાઈ એદલજી ભરૂચાએ...... ........... | ૨૫ |
| ,, | શેઠ ખરશેદજી ફરદુનજી પાંડે.......................... | ૫૦ |
| ,, | શેઠ હોરમજી કાવશજી ગાંધીએ....... ........... . .. | ૨૫ |
| ,, | શેઠ હોરમજી એદલજી ભરૂચાએ .. ...................... | ૨૦ |
| ,, | શેઠ દારાશા દોરાબજી રીપોરટર—ટાઈમશ આફ ઈંડીઆના અશતકથી | ૧૦ |
| ,, | સેઠ જીવણજી એદલજી અપુના છોકરાવોએ .. .......... | ૫ |
| ,, | શેઠ આદરજી મનચેરજી દલાલ ભરૂચાએ ............. | ૫ |
| "શ્રી ઈરાંનમાં ગરીબ જરતોશતીઓને હાલના દુકાલને લીધે મદદ કરવા થકી મી૦ ગોદરેજ મેહેરવાંન ઈરાંનીએ ઊભાં કીધેલાં ફંડમાં મુંબઈના તથા બીજા દેશાવરોના જરતોશતીઓએ ભરેલા (તા૦ ૧૧ મી સપટેમબર શુધીમાં વસુલ થયા) | | ૧૧૮૦૯ |
| સને ૧૮૭૦ નાં શાલમાં ઈરાંન દેશના રેહેનારા જરતોશતીઓ ઊપર પડેલા દુકાલનું નીવારણ કરવા શારૂ (અનજુમન અકલક) ઊભાં થયલાં ફંડમાં મુંબઈ તથા દેશાવરોના જરતોશતીઓએ ભરેલા (આગશટ માશની આખેરી સુધીમા)... | | ૩૫૬૬૦ |
| મરનાર શેઠ ડોશાભાઈ શોરાબજી મુનશીની યાદગારી કાયમ રાખવા માટેની ટીપમાં જુદા જુદા જરતોશતીઓથી ભરાયા...... (આગલા રૂ૧૦૦૦ ઊપરાંત)...... | | ૧૬૩૭ |
| મીશીઅરશ દારાબજી જમશેદજી શખલાતવાલાના છોકરાઓની કંપનીએ ઈરાંનમાંની બોરડીંગ સકુલના જરતોશતી બાલકોના એક સરખા પોશાક માટે (૫૦) વાર સખલાતનું કપડું મોકલીયુ ................... | | |
| શેઠ હોરમજી વાડીઆની બાંનુએ પુણા આરફનેજ સકુલનાં બાલકોને "ટી. પારટી" આપી.. ....................... | | |

**ધરમનાં નવાં મકાનો** જે એ વરસમાં જરતોશતીઓની સખાવતથી મુંબઈ, તેમજ બીજી તરફ બંધાઈ તઈઆર થયાંછે તે માતર ગણતરીનાં એટલે (૬) માલમ પડયાં છે; તેમાં ૩ કેલવણીને લગતાં, એક દવાખાંનુ, એક ધરમશાલા, તથા એક દખમુ છે. જેની વીગત નીચે પરમાણેછેઃ—

પારશી વીરબાઈજી સકુલ—આ નામની એક સકુલ કરાંચી મધે, છોડીઓને કેલવણી આપવા માટે કરાંચીવાલા શેઠ શાપુરજી હોરમજી શોપારીવાલાએ બંધાવી તે ઊઘાડવાની ક્રી... ૨ સર વીલીયમ મેરીવેધર રોજ ૩ જો માહા ૧ લો શેનશાહીને દીને કરી હતી.

નામદાર શર જમશેદજી જીજીભાઈ પારશી બેનીવોલેંટ ઇનશટીટીઊશન—આ નામનું એક મોટી રકમનું ધરમખાતું જે પારશી પંચાતને હસતકછે, તેમાંથી એ ઇનશટીટીઊશન માટે એક મોટું મકાંન બંધાવાનો પાયો નાખવાનુ મુરત રોજ ૩ જો માહા ૬ ઠાને દીને મુંબઈનાં નેક નાંમદાર ગવરનર સર સીમોર ફીટસજીરાલડે કરયુંછે.

કાવશજી જેહાંગીર એલફીનસટન કાલેજ—આ કાલેજને માટેની એક બીલડીંગ જે મુંબઈમાં ભાયખલા ખાતે વીકટોરીયા ગારડનની સાંમે શેઠ કાવશજી જેહાંગીર રેડીમણી સી. એસ. આઈ. ના ખરચે બંધાતી હતી તે તઈયાર થાઈ રોજ ૩૦ મો માહા ૫ માને દીને થી વપડાસમાં આવીછે.

એલાવ ખાતેનું દવાખાંનું—શેઠ અરદેશર હોરમજી વાડીઆજીનાં ખરચથી એલાવ મધે ચાલતાં દવાખાંનાં માટે બાંધેલું નવું મકાન ઊઘાડવાની કીરીઆ રોજ ૧૦ મો માહા ૨ જાએ થઈ, અને રોજ ૧૧ મો માહા ૨ જાથી એ મકાંન વપડાસમાં આવેઊછે.

જાલનાંમાં દખમું—જરતોશતી અનજુમનના ખરચથી જાલનામાં એક દખમું બંધાયું, જે ઇજવાની કીરીઆ રોજ ૪ થો માહા ૮ માને દંને થઇ, અને તે દંનથીજ તે વપડાસમાં આવીઊછે.

ધરમશરાહ—શુરત જીલ્લાના આમોદ તાલુકામાં મુશાફરોને માટે એક ધરમસરાહ શેઠ કાવશજી માંણેકજી મોદીએ રૂ૫૦૦૦ ખરચીને બાંધેલી એ વરશે તઇયાર થઇ વપડાસમાં આવીછે.

**જરતોશતીઓને મલેલા ખેતાબ, અધીકાર, તથા પદવી**ના બાબમાં એ વરસ ઠીક ગુજરીયું છે. ૧ સટાર આફ ઇનડીઆના કમપેનીઅન, ૧ ખાંનબાહાદુર, અને ૧ ખાંનસાહેબ વધયાછે. ૩ બારીશટરો વધયાછે, અને બાકીના સરે સતા મુજબ અઢને ઓધે ચઢયાછે—જેની વીગત નીચે પરમાણે:—

સટાર આફ ઇનડીયાના કમપેનીયન—આપણી આજમ મેહરબાંન માહારાંણી વીકટોરીઆએ પોતાની વરસગાંઠની મુબારકબાદીમાં નેકનામ સર જમશેદજી જીજીભાઈ (બીજા) બારોનેટને "હીંદુસતાંનના શેતારા"નો ખેતાબ બખશીઓછે.

ખાંન બાહાદુર—સુરતવાલા જાંણીતા શેઠ બરજોરજી મેરવાંનજી ફરેજરને તેમની જાહેર હીમત તથા શુરત શેહેરમાં બજાવેલાં પરજાઊપીઓગી કાંમની ઉદારતાને માટે નામદાર ગવરનર ઇન કાંઉનશીલે "ખાંનબાહાદુર"નો ખેતાબ આપેઓછે.

ખાંન સાહેબ—મી૦ ખરશેદજી પાલનજી ગુજરાતનાં પોસટખાતાંનાં ઇનસપેકટરને નાંમદાર શરકારે "ખાનસાહેબ"નો ખેતાબ આપેઓછે.

ડેલીગેટ—શેઠ મનચેરજી નવરોજી બનાજી તથા શેઠ એદલજી બમનજી મારીસ, એવા મુંબઈની પારશી ચીફ મેટરીમાનીઅલ કોરટનાં ડેલીગેટો (શેઠ ડોશાભાઈ ફરાંમજી કરાકા અને શેઠ નવરોજી ફરદુનજીએ પોતાનાં હોધા છોડેઆ તેમની જગોએ) નેમાયાછે.

બારીસટરો—એ શાલમાં મી૦ હોરમજી અરદેશર વાહાડીઆ, મી૦ હોરમજી પેશતનજી બેનેટ—તથા મી૦ દાદાભાઈ ડોશાભાઈ કાંમા—બારીશટરો બની મુંબઇની હાઈ કોરટમાં સપત લેઇ ચુકાછે. ત્રણ પારશી બારીશટરો એકજ વરસમાં સાથેલાગા થવાનુ માંન એ વરશે મેલવેઉ છે.

દખણ હેદરાબાદની શરકારે મી૦ બરજોરજી માંણેકજીને રાયચુર દોઆબ જીલાનાં ફસટ કલાશ તાલુકદાર ઠેડવેઆછે. તેમજ મી૦ બરજોરજી માંણેકજીને કનસરવેટર આફ ફારેસટની જગો આપીછે.

મી૦ભીમજીભાઈ નશરવાંનજી ભીલાડીવાલા, લાહોરની કોરટમાં એકસટરા આશીશટંટ કમીશનર થયાછે.

મી૦ મેહેરજીભાઇ કુવરજી તારાપોરવાલા પુણામાં શબારડીનેટ મેજીશતરેટની પરીક્ષામાં ફતેમંદ ઉતરેઆછે.

મી૦ બમનજી એદલજી મોદી ઉતરભાગના શબ આશીશટેનટ શેટલમેંટ આશીશર નેમાયા.

મી૦ માંણેકશા જેહાંગીરશા થાંણાં જીલાની અદાલતોનાં વકીલની સનદ મેલવી ચુકાછે.

મી૦ માંણેકજી નશરવાંનજી નાંણાંવટી, એલ. એલ. બી. હાઇ કોરટની આપેલેટ શા ખડનાં વકીલની પરીક્ષામાં પશાર થાએઆછે.

બોરશદના માંમલતદાર મી૦ એદલજી ડોશાભાઇ ડેપીઉટી કલેકટર ઠરેઆછે.

મી૦ ભીમજી નવરોજી બનાજી બારીસટરને મુંબઈની હાઈ કોરટના ડેપીઉટી કલારક આફ ધી કરાંઉન તથા ચીફ જશટીશ મી૦ બેલીનાં હેડ કલારક ઠેરવીઆછે.

આ૦ કાવશજી જમશેદજી શુરતવાલાને કરાંચી ખાતેના વડા દશતુર તરીકે કરાંચીની પારશી અનજુમને મુકરર કરીઆછે.

મી૦ ફરાંમજી નશરવાનજીને ખાંનદેસનાં ડેપીઉટી કલેકટર ઠેરવીઆછે.

મી૦ બમનજી એદલજી મોદી ખેડાનાં ડેપીઉટી કલેકટર ઠરેઆછે.

મી૦ પેસતનજી બરજોરજી ચીકલીનાં પેહલા કારકુન શુરત તાલુકામાં નેમાયાછે.

**ભાષાંણો**ના સંબંધમાં એ વરસ બરેજ શુશત ગુજરયુંછે. ઘણાં જુજ ભાષાંણો એ વરસમાં થયાં હતાં—જેમાં અતીશે ફાયદો કરનારાં ભાષાંણો પરોફેશર દાદાભાઇ નવરોજીનાં, તથા શેઠ અરદેશર ફરાંમજી મુસનાં હતાં; જેની કેફીઅત નીચે મુજબઃ—

મી૦ દાદાભાઈ નવરોજીએ લનડનમાં, દેશીઓ અને હીંદુશથાંન સંબંધી ઈસિટ ઈનડીઆ આશોશીએશન શભામાં કેટલાંક કીંમતી ભાષાંણો કીધાં હતાં. મી૦ દાદાભાઈની એ કાંમ શંબંધી ઉલટ ઘણી વખાંણ લાયકછે. ઈસિટ ઈનડીઆ આશોશીએશન શભાને લગતી વાતચીત કરવા અને મદદ મેલવવાને શેઠ દાદાભાઈ એ શાલમાં ગુજરત અને કાઠીઆવાડનાં દેશી રાજવંશીઓમાં ફરી વલેઆ હતા, અને તે વખતે તેવોએ ઘણું સારૂં પરીણાંમ નીપજાવવું તે એ કે કછના રાવ સાહેબ પગામલજી શેઠેથી એ ઈશટ ઇનડીયા સભાનાં ફંડને સારૂ રૂપીઆ અધ લાખની એક મોટી રકમ ભેટ મેલવી. તેમજ બીજાં પણ દેશી રાજો શેઠેથી કેટલીક મદદ મેલવી હતી.

મી૦ અરદેશર ફરાંમજી મુશે "ધી ઈનડકસન કાયલ" યાને વીજલીની નવી શોધ વીશે, અખતરા શાથે ભાષાંણ કીધાં.

શેઠ ખરશેદજી રૂશતમજી કાંમાંજીએ "આદરનાં જશન" ઉપર તથા ગાથા ઘંબાર ઉપર ભાષાંણ કહી શમજાવેઆં હતાં.

દશતુરજી શાહેબ જામાશપજી મીનોચેરજી જામાશપઆશાનાએ ઇરાંનના દુકાલમાં પીડાતા જરથોશતીઓને શહાય કરવાની અગત વીશે એક વાઆજ એ કારણશર ભેગી મલેલી અનજુમન સનમુખ ઘટટે પરસંગે કરી શંભલાવી હતી.

એજ મુજબ એ શભામાં કદમી દશતુરજી શાહેબ શોરાબજી રૂશતમજી મુલલાં ફીરોજ નાંએ પણ એક ટુક વાઆજ કરી હતી.

"જરથોસતી ગનાન વરધક" નાંમની સભામાં કેટલાક પરચુટણ રેશાલાઓ વંચાયા હતા.

**નવા ગરંથો અથવા ચોપડી ચોપાંનીયાં** જે એ વરસે નીકલયાંછે, તેમાં આગલાં વરસો કરતાં કોઈબી રીતનો જાંણવાજોગ વધારો તેમજ ઘટાડો થયો નથી. એ સઘલાંની સંખીઆ જુમલે ૫૭ ની થાયછે, અને તેમાં "જીંદગી જોગવવાની જુગતી",

"દક્ષીણ હીંદુસથાંનમાં મુસાફરી", "ફરાંનસ અને જરમની વચેની લડાઇની તવારીખ," તમાંમ અવશતાની કેતાબ," તથા "બનશા કાલેનડર," નાં પુશતકો ઘણાં ઉપીઓગી જણાયાં છે. એ વરશે નીકલેલાં પુસતકોની જે ટીપ અમોને મલી આવીચ તેની વીગતઃ—

| ચોપડી, ચોપાંનીયાંનાં નાંમ. | બનાવનારાઓનાં નાંમ. | છાપાખાંનાં. | કીંમત. |
|---|---|---|---|
| અહેવાલે ફેરદોસી ..................... | બમનજી બેરાંમજી પટેલ ... | ફોરટ પરી० | રु०॥ |
| ઈસટ ઈનડીઆ આશોશીએશનનુ પુશતક | જેહાંગીર બેરાંમજી મરજબાંન | દફતર . | રु३॥ |
| ઈસાબેલાના લગંનમાં વગન (નાટક)..... | મંચેરજી નશરવાંનજી રु० ફ० | ચાબુક | રु०॥। |
| કદમી બોરદે અવસતા ............ | છ० બેરાંમજી ફરદુનજીની કુા० | દફતર | રु१॥ |
| એઆલબાજી ..... ...... ...... | શોરાબ બીન અદલ .... | ચાબુક | રु०॥ |
| બોદાબખસ.... (નાટક) .... .. | એદલજી જમશેદજી બોરી. | જામે જમશેદ | રु१ |
| બોલાસે ધંબાર વ ફરમાંને દીને જરતોશત | એક અથોરનાંન.... .. | દફતર | મફત |
| ગનદેવીમાં નવાં બાંધેલાં દખમાંનો હીશાબ. | છપા० ગનદેવીની અનજુમન | જામે | મફત |
| ગાયન મીતર .. .. .. .. .. | એક જરતોશતી .... .. | આલફરેડ | ०। = |
| ગાયને મનપસંદ .. ... ... .. ... | છપાવનાર, માંણેકજી દાદાભાઇ | | રु०॥ |
| ચતરીકા.. .. .. .. ... .. | રુશતમ ઇરાંની ...... .. | ઇમપીરીયલ | રु१ |
| જમશેદ (નાટક). .. ... ... ... | કેખુશરો નવરોજી કાબરાજી. | દફતર | રु१ |
| જરથોશતી મોબેદોમાં ધરમનો તાતપરીય સમજવાની ખાંમી .. ... .. ... | બમનજી બેરાંમજી પટેલ ... | દફતર | મફત |
| જરતોશતીઓને ભલું મન રાખવાની જરુર | પેશુતન બેરાંમજી દશતુર ... | દફતર | મફત |
| જરથોસતી છોકરીઓની નીશાલનો હેવાલ. | છપાવનાર, કારોબાર મંડલી. | | મફત |
| જરતોશતીઓને માટે શુચના પતર.... .. | રતનજી રુસતમજી કાંગા ... | ચાબુક | મફત |
| જીંદગી ભોગવવાની જુગતી.. ... .. | ડોશાભાઇ ફરાંમજી રાંદેરીઆ. | ફોરટ પરી० | રु२॥ |
| જેહાંનબખજ અને ગુલરુખશાર .. .. | ખરશેદજી બમનજી ફરાંમરોજ. | આલફરેડ. | રु१ |
| ઝોરાસટરીઅન કાલેનડર—જરતોશતી પંચાંગ | બરજોરજી નશરવાંનજી કુતાર. | ચાબુક. | રु०॥ |
| તમાંમ અવસતાની કેતાબ .. ... .. | છપાવનાર દાદાભાઈ કાવશજી | અખબારે | રु६ |
| તીજકીરએ ડોસાભાઇ શોરાબજી મુનશી.. | શોરાબજી જ० જીજીભાઇ.. | | |
| દક્ષીણ હીંદુસથાંનમાં મુસાફરી ... ... | દીનસા અરદેશર તાલેયારખાં | યુનીયન | રु५ |
| ધનજીભાઇ ફરાંમજી રીડીંગ રુમનો હેવાલ. | છપાવનાર, કારોબાર મંડલી. | ઇમપીરીયલ | મફત |
| ધરમ, નીતી, સંસાર ઉપર કીધેલી વાઆજ. | જેહાંગીર મેહરવાંનજી પલીડર | દફતર | |
| નેજાએ શેકંન ... ... .. .. ... | રતનજી બમનજી છીનવાલા. | પરીનટરશ | મફત |
| નોસરવાંનજી મં-કાંમાનાં ધરમખાતાનોહેવાલ | છપાવનાર, ફનડના તરસટી. | | મફત |
| પારસી ગરબા ... ... ... .. .. | બોરશીદ ........... | યુનીયન | ०॥। |
| પારસી પુતરી શાળા ... .. ... ... | છપાવનાર, રતનજી નશવાંનજી | આલફરેડ | ०। = |
| પેહેલવી ભાષાનું વીઆકરણ... ... .. | પેશુતનજી બેરાંમજી દસતુર. | દફતર | રु१० |
| પુનરલગન ગાયન સંગરહ ... ... ... | છપાવનાર, શા० ફ० દલાલ | રીપોરટરશ | રु०। |
| ફરવરદેગાંન. .. ... .. .. .. | રાનુમાએ માજદીયસના સભા | દફતર | મફત |
| ફરાંનસ અને જરમનીની લડાઈની તવારીખ | એદલજી જમશેદજી બોરી. | દફતર | રु१ |
| ફારસી હેકાયાતે લતીફ.. .. ... ... | ધનજીભાઈ કુવરજી તાશકર. | રીપોરટરશ | રु०॥ |
| બાહેરકોટ ઈમપરુવમેંટ લાઇબરેરીનો હેવાલ. | છપાવનાર, કારોબાર મંડલી | પારસી પરી० | મફત |
| બાહેરકોટની દરેમેરોનાં બાજ જશનનાં ફંડનો હીસાબ... .. ... ... ... | છપાવનાર, ફંડના તરસટીઓ | „ | મફત |
| બેનજીર અને બદરે મુનીર ... ... ... | છપાવનાર, નશરવાંનજી દો० | આલફરેડ | રु१ |
| મનસુખી મનાજાત અને અરજગુજારી .. | મનચેરજી કાવશજી મનસુખ | યુનીયન | રु०। |

| ચોપડી, ચોપાંનીયાનાં નામ. | બનાવનારોનાં નામ. | છાપખાંનાં | કીંમત. |
|---|---|---|---|
| માણેકજી આંતરીઆ ને ઇરાંનના પારશીઓ | ઇ૦ દે૦ ગ૦ જ૦ હા૦ શુ૦ મંડલી. | દફતર | મફત |
| મુંબઇની પારશી પંચાતનો હીશાબ... .. | છપાવનાર, ફંડના તરશટીઓ | જામે | મફત |
| મુલાશીરોજ મદરેસાનો હેવાલ .. ... | ,, કારોબાર મંડલી. | દફતર | મફત |
| મેરવાંનજી સેઠના અને દશતુર જામાશપજી વચે આલેલાં કાગજ પતરો ... .. | દા૦ જામાસપજી મીનોચેરજી. | ચાબુક | મફત |
| મજદજરદી તારીખ ... ... .. . | ખરશેદજી રુશતમજી કાંમા... | દફતર | રૂ૧ |
| શંહીન નદીનાં ગીતો .. .. .. .. | મનસુખ મનચેરજી કાવશજી. | ઇ૦ શોશાઇટી | રૂ૦। |
| રુશતમ અને બરજો (નાટક). .. ... | કાવશજી દીનશા... ... | સનડે રીવ્યુ. | રૂ૦।।। |
| શર જમશેદજી જીજીભાઈ પારશી બાનીવોલંટ ઇનશટીટીઉશનનો હેવાલ .. ... | છપાવનાર ફંડના તરશટીઓ | ઇ૦ શોશાઇટી | મફત. |
| સરોદે રનસુર ... .. ... .. .. | દોરાબજી રુસતમજી.... | ચાબુક | રૂ૦। |
| શાહાજાદો શીઆવખસ ... .. . | ખરશેદજી બમનજી ફરાંમરોજ | આલફરેડ | રૂ૧ |
| શુર્યોદય—પુસતક ૩ જું .... ...... | એક જરતોશતી ........... | યુનીયન | રૂ૧।। |
| શેકશપીઅરના નાટકોમાંની વારતા—ભાગ ૨. | જુલીયન પેવરીલ ....... | આલફરેડ | રૂ૧।। |
| હાદીએ મજદીઅસનાન .... .... | પેશતનજી કાવશજી રબાડી... | પરીનટરસ | |
| હીંદુસતાંનનો ઇતીહાસ ................. | ખરશેદજી નશરવાંનજી..... | એશી આટીક | રૂ૩।। |
| A Glossary of Words Phrases & Idioms—Part III. ... ..... | બરજોરજી ખરશેદજી .... | ફોરટ પરી૦ | રૂ૦।। |
| An Adress in Pahlvi & Zend ... | પેશુતનજી બેરાંમજી દશતુર... | દફતર | મફત |
| Annual Report of the East India Association (Bombay Branch) | સભા તરફથી.. ...... | દફતર | |
| Bunsha's Calendor & Directory. | શોરાબજી રુશતમજી બનશા | એકસચેંજ | રૂ૨ |
| Persian Amadan Namah ...... | બમનજી બેરાંમજી પટેલ ... | ફોરટ પરી૦ | ૦) = |
| Reigns& wards of Kings&Queens | જેહાંગીરશા હોરમજી ગજ્જવર | ઇમપીરીયલ | રૂ૦।।। |

**પરચુટણ**—જાંણવાજોગ બનાવો જે એ શાલમાં બનેઆછે તેમાં ઇરાંનનો દુકાલ એક મુખેઅ બાબદછે. જરતોસતીઓનાં અશલ વતંન ઇરાંનમાં એ શાલે, વરશાદની લાગત કેટલાંક વરશોની તંગીને લીધે જબરો દુકાલ પડેઓ હતો—અને લોકોને ખાધાનું નહી મલઆથી શેંહેંકડો અને હજારો માંણશો અંન, પાંણી વગર તરલીને મરણ પાંમાં હતાં! માંણશોપર ભુખમરો પડવાથી લુટફાંટ કરવા સાથે જીવતાં માણશોને ઇરાંનની મોગલ વસતીએ કાપી ખાધાવેરની હરચી થાઇ હતી—વલી ઘોરમાનાં મુરડાં ખોદી કાહાડીને તે વડેબી પોતાનુ પાપી પેટ ભરેઉ હતું! ઇરાંનની મહમદીઅંન અને બીજી વશતીની શાથ આપણા જરથોસતીઓની જે ઘણી ટુક ને નાહાંની વસતી તાંહાં રહેલી હતી તેઓ ઉપર પણ એ દુકાલનો હેવાજ મારો પડેઆથી મુંબઇના આપણા શખી દેલ અને દયાલુ જરથોસતીઓએ તેમને શારૂ તુરત ઉપાએઓ લઈ અનજુમન ભરી ઉઘરાંણાંનાં ફંડો ઊભાં કરી શખાવતની પાંચ પાંચ ને દસ દસ હજારની મોટી રકમો ભરી હતી, અને એ ફંડમાં એક બીજી નવાઈ એ ઉમેરાઈ કે ગરીબમાં ગરીબ અને શાધારણ જરથોસતીઓએ પણ પોતાની ગુંજાસ માંફકની ગમે હેવી નાહાની રકમ ભરીને એ ફંડને ફુલવેઉં હતુ. નજદીક અરધા લાખની ઉપરનુ એ ફંડ થયુ છે, જેની નોંધ ઉપર શખાવતની ટીપમાંથી વાંચનારાવોએ જોઈ

હશે. એ ફંડને લગતી અતરેના જરતોસતીઓએ પોતાની એક બીજી મોહોટાઇ એ જાણવી હતી કે ગમે એવું થવા છતાં, અને પરકોમના ઘણાક ધરમીઓએ પોતાની પુર મરજી બતાવવા છતાં જરથોસતી શીવાય બીજી કોઇબી કોમની મદદ લીધીતી નહી. ઇરાંનના દુકાલનાં દુઃખે ઘણાક જરતોસતીઓ ઇરાંનથી અતરે નીકલી આવેઆ, અને તેથી આ સાલમાં અતરે ઇરાંની જરથોશતીઓની જેટલી શંખેઆ વધી પડી તેટલી બીજી કોઇવાર વધીતી નહી. એ આવેલા ઇરાંનીઓને અતરેની ઇરાંનીઓની હાલત શુધારવાને ઉભી થાએલી મંડલીને અશતેકથી ચોપાટીવાલી ઇરાંનીઓની ધરમશરાહમાં ઉતારો અને ખાધઓરાકી આપવામાં આવી હતી, પણ એ ફંડનાં ફકત વેઆજનાં ખરચમાંથીજ એ બીચારા ઇરાંનીઓની માવજત કરવામાં આવતી હોવાથી તેવોની બરોબર દાદ લેવાતી નહી હતી—તે ઉપરથી આપણા નાચીઆ શાહેર મી૰ "મનસુખ" તે શેઠ મનચેરજી કાવશજી લંગડાનાએ ઇરાંનીઓની અવસથા વીશે દુખભરી ફરીઆદો વરતમાંનોમાં ઉઠાવવાથી તે ગરીબ ઇરાંનીઓની ઘણી શારી માવજત લેવાઇછે. પેહેલુ તો તેમને ખાતર શખી શેઠો અને દયાલુ ઘરશથોએ નાંણાંની, કપડાંની, અને ખાધખોરાકીની મદદ મોકલી આપી. શેઠ અરદેશર હોરમજી વાડીઆ (જેવો શાહેબે એ શાલમાં ઇરાંનીઓની દાદખાઇને શારૂં ઘણું કરેઉછે તેવો) એ કેટલીક મુદતવેર ઇરાંનીઓને શારો ખોરાક અને કપડાં લતાં પુરાં પાડેઆં હતાં. શેઠ કાવશજી જેહાંગીર રેડીમનીએ એ ઇરાંનીઓની વશતી વધવાથી તેમને માટેની જુની ધરમસરાહ બસાં નહી થાવાથી તુરત એક કુશાદે ચાલી તેની શેઠે બંધાવી આપવા કહેઉછે, જેનું કાંમ એ શાલથી ચાલુ થાયુંચ તે નવાં શાલમાં બધાઇ તઇયાર થાશે. એ ઉપરાંત શેઠો બમનજી જીજીભાઇ, બમનશા કાવશજી વકીલ, અને બીજા દયાલુ મંનના ઘરહશથોએ ઇરાંનીઓની ચેપાટી ખાતેની ધરમશરાહમાં ખુદ જાતે જાઇને તેવોની આવજત માવજત કરી હતી. તેમનાં ખાંનપાંન, રેહઠાંણ, અને દવાદારૂની પુછપરછ એ શેઠો દરરોજ અવારનવાર ફેરો ખાઇને કરતા હતા, તેની શાથ ઇરાંની ઓરતોને શારૂ એજ શેઠ બમનશા વકીલનાં ધણીઆંણી બાઇ મોતીબાઇ, અને આપણા શદગુણી પારશી પરોફેશર શેઠ દાદાભાઇ નવરોજીનાં દયાલુ માતાજી બાઇ માકાંબાઇ, પોતે તે ધરમશાલામાં શીધારેઆં હતાં, અને વારેવાર પોતાની હાજરીથી દુખી અને હાય વેલા કરતી ઇરાંની બેહનીઓને દેલાશો અને આસરો આપીને શારી બરદાશત લીધી હતી.—બસરાની નાલ તરફથી આવેલા કેટલાક ઇરાંની જરથોસતીઓપર વાંહાંણનાં નાખોદાએ અનઘટતી ચાલ ચલાવેઆથી તેને ખાતર મી૰ જેહાંગીર મેરવાનજી વકીલે એક ખરા હમદીન તરીકે વગર નફે તકલીફ લઇને તે નાંખોદાને દંડની શજા કરાવી, એટલુંજ નહી પણ ફરી કોઇ ઇરાંનીઓને અતરે આવતાં કશી તરેહનો એલજાંમ નહી પુગે અને જુલંમ નહી ગુજરે તેનો ઇરાંનની શરકારનાં બશરા તરફનાં શતાવાલાઓ શાથે બંદોબશત કરી રાખેઓ. આ મુજબ જરથોશતીઓએ પોતાના હમદીન ઇરાંનીઓને શારૂ ગએ વરશે ઘણી શારી કાલજી બતલાવી હતી, જે તેમને મોટી શોભા ભરેલી બીના છે.

બીજી મુખીપ બાબદ એ વરશે ફરેંચ અને જરમનો વચે થયલી લડાઇબી છે. ગયાં વરસની આખેરીએ આ ભયંકાર લડાઇની શીરૂઆત થઇ હતી, પણ એ ગુજશતે શાલની અધવચેજ તેનું શેવટ આવેઉ, અને તેનું પરીનાંમ દુનીઆની તવારીખપર નોધવા જોગ અને મોટા ફેરફાર શાયનું નીપજીઉ. ફરેંનચનું રાજ જરમનીનાં હાથપર શીકસત પાંમેઉ, અને ફરાંનશનો શેહેનશાહ તરીકે નેપોલીઅન (જેની બાહાદુરી અને કીરતીની થોડી વાખ વાખી ફેલાએલી નહી હતી) તે જેવો એક શેનશાહ જરમનીનાં પાદશાહને શરણ થાએઓ. જરમન પાદશાહને જરમનીનાં રાજાએ શેહેનશાહ ઠેડવેઓ, અને એ રીતે અજાએબ તરેહના શેંકડો ફેરફારો એ લડાઇથી થાયા, જે શંધા અતરે વીશતારીને જણાંવી શકાતા નથી.

જરથોશતીઓએ પોતાની ચાલાકી બતલાવવા, અને કેલવણીનો વધારો કરવા પાછલ એ વરશ શંતોશ ધરવા જોગ દાખલો કરી બતલાવેલો દીશેછે.

કેલવણી—મુંબઈની યુનીવરશીટીનાં ઈનાંમો આપવાની પરક્ષા જે જાનેવારી માસમાં થઈ તે વેલા શેઠ માંણેકજી લીમજી વાલો શુંનાંનો આંદ "હીનદુશથાંનમાં રેલવેઓ દાખલ કરવાથી થાતા ફાયદા" બાબે શરશ રીશાલો લખી મોકલનાર મી૦ દોશાભાઈ એદલજી બી. એ. ને મલેઓ. શેઠ હોમજી ખરશેદજી વાલું ઈનાંમ વાશકો ડી ગાંમાનાં ચરીતરની શરશ બાબદ લખનાર જેહાંગીરશાહ એરચશાહ કોહીઆરને મલેઊં; તેમજ મી૦ એલીશ વાલું રૂ૬૦) ની કીમતની ચોપડીઓ વાલું ઈનાંમ મી૦ દીનશા પેશતનજી કાંગાને મેટરીકીઉલેશનની પરીક્ષામ શરવેથી શરશ મારક મેલવવાથી મલેઊં હતું. એરવદ શેહેરીઆરજી દાદાભાઈ ભરૂચા તથ એરવદ ટેમુલજી દીનશાજી ભરૂચાને, દદિશતાંને દીની નામની પેહેલવી કેતાબની અશલ એ બારત, તેના ઊચાર, તરજુમો, ફરહંગ ઈતીઆદીનો ડાકટર હાઊગનો રૂ૧૦૦૦ નો ઈનાંમને રેશાલો લખવાથી જરતોશતી દીનની ખોલ કરનારી મંડલીએ તે ઈનામ આપેઊ.

મરહુમ શેઠ ડોશાભાઈ શોરાબજી મુનશીને નામની એક નવી સકાલરશીપ એ વરસ વધીછે, જેના રૂ૧૬૩૬—૧૪ પંચાતના તરશટીઓને હસતેક આપવામાં આવેઆછે, અને તેનાં વેઆજમાંથી એક સકાલરશીપ દર વરશે શર જ૦ જી૦ જરતોશતી મદરેશાના વીદયારથીને મલશે. તેમજ મુલાંફીરોજ મદરેશાના ફંડના તરશતીઓએ રૂ૧૦૦૦ આપાછે, જેનાં વેઆજમાંથી એ મદરેશાના સઊથી ચહડતા વીદ્યારથીને દર વરશે ઈનામ મલશે.

કેટલીક નવી ઈશકુલોનો પણ એ શાલમાં વધારો થયોછે. કોટમાં "ફોરટ ઈશકુલ એંડ જીમનેશીઅમ" નાંમની એક ઈશકુલ, ચનદનવાડી ખાતે "ચનડનવાડી હાઈ સકુલ" અને નવશારીમાં એક નવી મદરેશા, એ તરણો ઈશકુલ શારા પાયાપર અને અગતની ઊઘડીછે. વેલાતવાલા ડાકટર બરજોરજી દોરાબજીએ પારશી સ્રીઓને સારૂ એક એવી શકુલ ઊઘાડીછે કે જેમાં જરથોશતી જવાંન ઓરતોને તેમનાં ધણીઆંણી અને બેટીઓ શુ ધરેલા પાયાપરની સંધી કેલવણી અને શંશારી વીગરે તાલીમ આપશે.

કેલવણીનાં જાહેર સાંધણો વરતમાંન પતરો અને ચોપાંનીયાંઓમાં જાહનો હેરફેર થયો નથી. "નુરે એલમ" નામનુ એક માશીક ચોપાંનીયું ગયા જાનેવારી માશથી બે ચંચલ જવાંન જરથોશતીઓની કલમથી લખાઈ પરગટ થાવા માંડયુંછે. "ટીકાકાર" નાંમનુ એક અપક્ષપાત ગુજરાતી અઠવાડીક વરતમાંન પતર એ વરશમાં એક જરતોશતીની કોશેશથી નીકળયું હતુ, પણ તે તેના કાઢનારને એક અચબુચ આવી પરેલી મોટી અડચણે નીભેઊં નહી.

મંનની કેલવણી શાથ તંનની કેલવણી આપવાનાં કસરતશાલા જેવાં શાધણોએ એ શાલમાં શંતોશકારક દેખાવ કરયોછે. કેટલીક જાહેર કશરતશાલાઓ વધીછે—તેમ ઘણીક સકુલોના શંબંધમાં કશરતશાલાઓ ચાલુ કરવામાં આવીછે. મુમબઈના કોટમાં નવી ઊઘડેલી ફોરટ શકુલ એંડ જીમનાશીઅમમાં એક ઘણી મુશતકીમ પાયાની જાહેર કશરતશાલા ચાલુ થઈછે, તેમજ શર જમશેદજી ઈનશટીટીઊટને લગતી નવી બંધાતી ઈમારતમાં પણ કશરતશાલાની ગોઠવણ થાઈછે. અતરેનાં મેદાંનમાંની જુની કશરતશાલા હશતેકથી આતશબેરાંમની શાબધરેહ અને બીજે ટાંકણે "અખાડા" ના નાંમથી કેટલીક કસરત તથા કુસતી થાઈ હતી.

ચાલાકી—હાંનરેબલ શેઠ બેરાંમજી જીજીભાઈએ કાંઊનશીલની શભામાં મુંબઈની મીઊનીશીપાલીટીમાંથી ધરમખાતાંઓને મદદ આપવાનું બીલ પશાર થાતી વેલાએ માતર કોઈ "ચોકસ ધરમખાતાંઓ"ને બદલે "શંધલી ત્રાતનાં ધરમખાતાંઓ" ને એ મદદ આપવાને જબરી બાઠ ભીડી હતી.—મુંબઈનાં મીઊનીશીપલખાતાંનો કારોબાર લઠડી ગીઆથી

અને ખરચ તથા છાપાવવી જવાથી તેનો અટકાવ કરવા અને નવું મીઊનીશીપલ બંધાંણ કરવાને શુલેહનાં અમલદારોની શભામાં ભલા ભલા અંગરેજો અને બીજાઓ મલતા હી મતવાન અને ચંચલ જરથોસતીઓ, જેવાકે શેઠ શોરાબજી શાપુરજી બંગાલી, શેઠ નવરોજી ફરદુનજી, શેઠ હોરમજી દાદાભાઇ પલીડર, મી૦ બેરાંમજી નવરોજી ડાકટર, અને એ વીગરે બીજા જવાંન જરથોશતીઓએ ઘણી શારી બાહાદુરીથી બાઠ ભીડી, માઆકુલ ભાશંણો કરી અને હીમતના જવાબો આપી એ શાલ પોતાની સારી ચાલાકી બતાવી હતી.—આપણી શરકાર જમન ઊપરનો અને બીજા ન છાજતા કરો નાખવા નીકલેઆથી આપણી ધારા બાંધનારી શભામાં હાંનરેબલ શર જમશેદજી જીજીભાઇ બેરોનેટ શી. એસ. આઇ, અને હાંનરેબલ શેઠ બેરામજી જીજીભાઇએ આપણા નાંમદાર ગવરનરની શાથ ઘણી શારી માઆકુલ તકરાર અને ભાંજઘડ કરી તે જમનનાં કરનું બીલ અટકાવેઊ હતું, તેમજ મુંબઇ આશોશીએશન શભાએ તથા બીજા હીમતવાંન દેશીઓએ તેનું અઘટીતપણું શાબેત કરવા ને ઘણી શારી કોશેશ કરી હતી.

મી૦ મેહરવાંનજી પેશતનજી ચીજગરે ઘણી ચાલાકી વાપડીને, મુંબઇમાં થાયલાં એક ફાતમાં નાંમની મુશલમીન ઓરતનુ ખુન કરનારાઓને શોધી આપેઆથી મુંબઇ પોલીશના કમીશનરે તેવોને રૂ૨૦૦ નુ ઇનાંમ આપેઊ હતું, જે રૂપીઆ મી૦ મેહેરવાંનજીએ પોલીસના પુઅર બાકશોમાં ધરમખાતે આપી દીધા હતા.—મી૦ રૂશતમજી નરીમાંનજી કાપડીઆએ કલમાંડનાં ખુનની તપાશમાં અછી શાક્ષી પુરવાથી તે મુકદમાંના પુરાવાને ઘણી મજબુતી મલી તેને સારૂ શરકારે તેમને રૂ૧૦૦નુ ઇનાંમ આપેઊ હતું.—કરાંચીની કશટમના મરનાર કલારક પીરોજશ હોરમજીનાં કુટંબને રૂ૧૪૦૦ આપણી શરકારે ભેટ મોકલેઆ હતા.—મી૦ માંણેકજી ફરદુનજી પટેલ તે હાંનરેબલ શેઠ બેરાંમજી જીજીભાઇના ગોરગાંમના કારભારીએ બે વાર સરકારી મીઠની ચોરી પકડયાથી તેમને બબેવાર સારાં ઇનાંમ અને માંન મલેઊં હતું. આ ચંચલ પારશીએ પોતાના હુંનરમાં પણ એ શાલ કેટલોક વધારો કરેયોછે તે જાંણી ખુશી ઊપજેછે.

મુમબઇના કોટમાંનો અશલી ગનબાવાનો કુવો સતાવાલાઓ તદન પુરી નાંખવા નીકલે આથી પેલા પરમારથી પારશી મી૦ જમશેદજી શોરાબજી માંડણે કેટલાક જરથોશતીઓ સાથ મલી તેની વીરૂધ થાઇને તે કુવો ખુલ્લો રખાવેઓ હતો.

સેઠ કાવશજી જેહાંગીર રેડીમણી શી. એસ. આઇ. એ બેતવાડી તરફ ૧૧ વરશ સુધી જરથોશતી છોડીઓની નીશાલ ચલાવીને તેનો ખરચ પુરો પાડેઓ તેના બદલામાં બેતવાડીના જરથોશતીઓએ એ શેઠને એક માંનપતર આપેઊં હતું.—એજ શખી શેઠે એલફીનશટન કાલેજની ઇમારત બંધાવી આપી તેના બદલામાં એ કાલેજના શીક્ષકો, અને વીદયારથીઓએ એ શેઠની શબી એ કાલેજમાં મેલવાને એક રકમ ઊભી કરી હતી.—શેઠ મેરવાંનજી ફરાંમજી પાંડેના કોલાબાના 'મેહેરવાંનબાગ' નો લાભ લેનારા વીગરે કેટલાક જરતોશતીઓએ એ શેઠનો ઊપકાર માંનવાને એક રકમ ઊભી કરીને તેમાંથી એ શેઠની એક શબી એ "શેનીટેરીઅમ" માં મુકવાનો ઠેડાવ કરેઓ હતો.—સુરતવાલા શેઠ બરજોજી મેહેરવાંનજી ફરેજરને 'ખાંનબાહાદુર' નો બેતાબ મલેઓ તેની ખુશાલીમાં શુરતના જરતોશતીઓએ એક મુબરકબાદી પતર એ શેઠ ઊપર લખેઓ હતો—તેમ એક બીજો પતર મુમબઇમાંથી પણ કેટલાક જરથોશતીઓએ લખી મોકલેઓ હતો.

મુંબઇની દીવાનાઓની હાશપીટલનુ હાલનુ મકાંન લાયક ન હોવાથી, એક લાયક હાશપીટલ બાંધવા શારૂ શેઠ કાવશજી જેહાંગીર રેડીમની શી એશ. આઇ. એ અરધો લાખ રૂપીઆ સરકારને આપવા જણાવેઆ હતા તે એવી શરતે કે તેટલીજ રકમ શરકાર પોતેબી બીજી આપીને એક કુશાદે મકાંન બાંધે. એજ કારણશર એક બાજા શબીવજુદ જરતોશતી શેઠે શરકારને વગર વેઆજે બધી રકમ ધીરવા કહી હતી. વલી શબાવતે સુર હાંનરેબલ શેઠ બેરાંમજી જીજીભાઇએ પોતાનાં ગોરગાંમ તરફનાં ગાંમમાંની એકશો એકર શુધીની જગો મફત આપી તેપર ઇમારત બાંધવાને જોઇતી અશલી રકમ સરકારને વીઆજે ધારવા કહું હતું. અતરે દીવાનાઓની નવી હાશપીટલ બાંધવાની જરૂર દીશેઆથી શરકાર બરચની તંગીને લીધે તે બાંધી શકી નહી, તેથી આ તરણ શખી દેલ જરતોશતી સાહેબોએ પોતાની શહાયતા એ કાંમમાં આપવા જણાયેઊ હતું, પણ શરકારે એ વીશે સું નકી ઠેડાવ કરયો, તે એ શાલની આખેરી સુધીમાં જણાયુતું નહી.—હેદરાબાદ તરફ આજ કેટલુંક થયુ બંધાયલી દેવાંનાઓની હાશપીટલને "કાવસજી જેહાંગીર અશાયલમ કોર લુનાટીકશ" નાંમ આપેઊછે.

શેઠ દીનશાજી માંણેકજી પીટીએ વલશાડમાં એક ધરમનુ દવાખાંનુ બાંધવાને રૂ૧૦૦૦૦ ની રકમ આપવા જણાવેઊ હતું, જે મકાંન આ વરશે બંધાવામાં આવશે, એવું લાગેછે.

શેઠ હોરમજી અરદેશર શનતોકની આપણી અલીજાંહ નામદાર રાંણી વીકટોરીયા સાથ મુલાકાત, એ નાંમદાર બાંનુએ ભરેલી લેવીમાં હીંદુશથાંનના વાઇસરાએની મારફતે થાઇ હતી.

એ શાલ કેટલીક બાબદમાં શારી શગવડ શઇ હતી. કેટલાક સમજુ જરથોસતી ડાકટરોએ ઘણાં શશતાં દવાખાંનાં ઊભાં કરેઆં હતાં. ડાકટર પેશતનજી નવરોજી, ડાકટર અરદેશર જમશેદજી ભાજીવાલા, ડાકટ કાવશજી પેશતનજી ભરૂચા, એઓએ કોટ, બાહેરકોટ, ખેતવાડી, નલબજાર વીગરેના લતાઓપર સશતાં દવાખાંનાં ઊઘાડેઆથી ઘણાં લોકોએ તેનો લાભ લેવા માંડીઓછે. એ વરશ સરકારી ઇનકમ ટેકસ બે ટકા ઘટાડીને એક ટકાનો કરે આથી લોકોને ઘણો ધરવ આવેઓ હતો. વરતમાંન પતરેનો પોસટેજ અરધો અરધ કરીને બે દોહડીઆંનો રાખેઓછે. શુનાના શીકા પાડીને અને પાંચ રૂપીઆની નોટ બનાવીને વેપાર વેહવારમાં શગવડ કરી આપવાને શરકારે ઠેડાવ કરેલોછે.

"રાઇજીંગ શન" નામની એક નવી જરથોસતીઓનીજ "ફ્રીમેશન લાડજ" એ શાલમાં અતરે ઊભી થઇછે.

પારશીઓની શંશારી હાલતે એ વરશમાં કાંઇ શારો દેખાવ દીધેલો નજર આવતો નથી. પારશી ચીફ મેટરીમોનીઅલ કોરટમાં ઘર શનશારી ઘણાં મુકરદમાં છંડાયા હતા. એક મુકરદમાંમાં મી૦ અરદેશર જાંહાંગીર બનાજીની ધણીઆંણી બાઇ આવાંબાઇ તે મી૦ જમશેદજી દાદાભાઇ વાહાડીઆજીની બેટીને પોતાનાં ધણીને તાંહાં ગ્રહાટવાટ કરવા જવાને એ કોરટનો હોકમ થયા છતાં તે બાઇ પોતાના ખાવીંદને ઘેર નહી ગીઆથી એ બાઇને શરકારી કેદખાંનાંની એક માશની શજા મલી તે મુજબ તે જેલમાં ગેઇ હતી. એ બનાવ મોહેલ વેહેલો પારશીઓનાં દેલ દુખવનારો બનેઓ હતો.—મી૦ મેન વાલો દેશી લગનનો ધારો. જેની રૂહે પરસ્તાતવાલા એકેક શાથ લગન કરી શકે તેને માટે જરથોસતીઓ જે આગલે શાલ શાંપે થાયા હતા તે ધારો અંતે બીજી બધી કોમ ઊપરથી નીકલી જાઇને ફકત બરહમોશમાજ પંથવાલાઓને માટે પાશ થનાર હતો.—જણાવાને ઘણી ખુશા

લી લાગેછે કે આગલે શાલ વેશીઆઓને શારૂ ચેપીરોગનો કાયદો નીકલતી વેલા કોઈ કપાતર પારશી ઓરત તેનો પરવાંનો લેવા નીકલે હેવી ધાશતીથી જરતોશતી અનજુમનને જે બંદોબસત કરવો પડીઓતો, તે પરમાંણેની કોઈબી બદકાર ઓરત એ નાંમવર ટોલામાં નીકલી આવી નથી.

જરથોશતી અથોરનાંનોમાં પડેલા ભણતરના વાંધાનો નીવેડો કેલાબી રૂહે લાવવાને લગ ભગ ૫૦૦ જરતોશતીઓએ અકાબરો જોગ એક અરજી એ શાલમાં કરી હતી.—એવાજ વાંધા ઉપરથી મુંબઈના કોટમાંની માંણેકજી શેઠની દરેમેહેરના માબેદામાં થયલી મારામારીને એક લંબાંણ કજીઓ પુલીશમાં ૧૩ વખત ચાલેઓ હતો, જે દરમેઆંન હીંદુ મેજીશતરેટ એ આદરાંન જોવા વટીક આવેઓ હતો. એ મુકદમાથી જરતોશતીઓનાં દેલ આજુરદે થયાં હતાં, અને તેનુ શેવટ માંણેકજી શેઠની દરેમેહેરના આદરીઆંનવાલા દારાબદારૂ અને બીજાઓને દંડની શજા થએથી આવેલું હતું.

જરતોશતી નાટકકારોનાં સંબંધમાં એ વરશે કેટલાએક જાણવાજોગ બનાવો બનેઆ હતા. એ શાલમાં નાટક મંડલીઓએ ખુબ ખેલો કરયા હતા. પેહેલાં પારશી બારોનેટ નાટક મંડલીએ "બરજો અને મેહેરેશીરીન" નો ખેલ કરઓ હતો. જુની જોરાસટરીઅન કલબે "હનીસુન" અને "ખોદાબખસ" ના બે નવા ખેલ કરયા હતા. નવી નીકલેલી પરીન્સ આલબરટ નાટક મંડલીએ "સતનો સાહેબ ખુદા" નો ખેલ કીધો હતો. ખુદ ઇરાંની ઓથી ઉભી થયલી નવી ઇરાંની નાટક મંડલીએ ફારસી ભાશામાં "રૂશતમ અને બરજોર" નો ખેલ કીધો હતો. વખણાયલી વીકટોરીઆ નાટક મંડલીએ "જમશેદ" અને "હજમ બાદ તથા ઠગણનાજ"નાં નવા ખેલો કરયા હતા. મી૦ નશરવાનજી દોરાબજી આપએખતીઆરની પારશી આપેરા, કાનસરટ, એંડ બરલેશક કંપનીએ "રૂશતમ શોરાબ"નો આપેરા કરીને એ વરશે પારશીઓમાં આપેરા કરવાની સરૂઆત કીધી હતી. આલફરેડ ટોલીએ "રૈમાંગ આવતી સરૂ" તથા "જેહાંનબખસ અને ગુલરેખશાંર"ના ખેલો કરયા હતા. "જમશેદી તલેશમ જાદુ"ને નાંમે એક તલેસમાતી ખેલ થયો હતો. અને વરસની છેલી આખેરીએ "બોંમબે થીએટરીકલ કલબ" નાંમની નવી ટોલીએ ફારસ ગાયનોનો એક ખેલ કીધો હતો. વખત પ્રમાણેના શરશ અને પેહેલે દરજજેના ગણાતા ખેલોમાં, ખોદાબખસ, રૂસતમ બરજોર, રૂશતમ શોરાબનો આપેરા, જેહાંનબખશ અને ગુલરૂખશાર, તથા જમશેદના ખેલો ઘણા સરસ માલમ પડયા હતા, અને તે ખેલોને તમાસગીરોથી સારો આસરો મલેઓ હતો. નાટકના સંબંધમાં એ વરશે વધારે જાંણવાજોગ બીના એ બનીછે કે નાટકસાલામાં કેટલાક આપણા માંનવંતા અકાબરો એ વરશે પારશી નાટક જોવાને આવયા હતા. નેક નામદાર શર જમશેદજી, અને માંનવંતા કાંઊનશીલર શખીવજુદ શેઠ બેહેરાંમજી તથા બીટી ખાંનદાંનના અને એવાજ બીજા નામવર અકાબરો એ વરશે રૂશતમ શોરાબનો આપેરા જોવા આવેઆ હતા, જે ઉપરથી માલમ પડેછે કે જો સારા નાટકો થાય તો આપણા શેઠીઆવો તેવા નાટકકારોને ઉતેજન આપીને પોતે જોવા આવવાને ચુકે નહી. વરસની આખેરીએ નીકલેલી 'બોમબે થીએટરીકલ કમપની' એ બે પારશી અશતરીઓને નાટક તખતા પર લાવી તેવો શેડે તરણ ચાર ગાયનો ગવાડવાનું જાહેર કરયું હતું, પણ તે કાંમ કેટલાક જરતોશતી શેઠોને નાપસંદ લાગાથી તેવોએ તે નાટક ટોલીને એમ કરવાની મના કીધાથી, પારશી સ્ત્રીઓ નાટક તખતાપર આવતી બંધ પડી હતી.

**મરણ**—એ શાલમાં જે જાણીતા અને પરખેઆત જરતોશતીઓ મરણ પાંમયાછ તેઓનાં નાંમ, રોજ, માહા, ઉમર, તથા ઠેકાંણાંની વીગતઃ—

| | | | |
|---|---|---|---|
| જમશેદજી દોરાબજી માશતરી.. ..... | રોજ ૨૬ મો માહા ૫ મો | ૪૯ | મુંબઈમાં. |
| દસતુર કેકોબાદ રૂશતમજી, નવશારીનાં વડા દસતુર ......... ....... | રોજ ૧૯ મો માહા ૪ થો | ૫૯ | નવશારીમાં. |
| નવરોજી દોરાબજી શકલાત વાલા .... | રોજ ૧૫ મો માહા ૯ મો | ૬૫ | મુંબઈમાં. |
| પાલણજી હીરજી બાટલીવાલા......... | રોજ ૧૭ મો માહા ૧૦ મો | ૭૫ | મુંબઈમાં. |
| બરજોરજી ભીખાજી ખાંન બાહાદુર.... | રોજ ૧૮ મો માહા ૯ મો | ૭૫ | પુણાંમાં. |
| બરજોરજી માંણેકજી વાછા—બાટલી વાલા | રોજ ૭ મો માહા ૧ લો | ૫૮ | મુંબઈમાં. |
| બેરામજી હોરમજી કામા ............ | રોજ ૨ જો માહા ૧૨ મો | ૪૪ | મુંબઈમાં. |
| રૂશતમજી હીરજીભાઈ વાહાડીઆ ...... | રોજ ૨૪ મો માહા ૭ મો | ૩૪ | મુંબઈમા. |
| શોરાબજી પેશતનજી ભરૂચનાં વડા દસતુર | રોજ ૩૦ મો માહા ૭ મો | | ભરૂચમાં |

ઈતીઆદી, ઈતીઆદી,

ગુજશતે શાલનો ઈનતેખાબ પુરો થઈ ચુકોછે. એ તમાંમ વીસતારની શાથે એ વરશની ગુજરેલી કારકીરદી જોતાં દલગીરી ઉપજયા વનાં રેહતી નથી કે આજ કેટલાક વરસ થઆં અતરે જે તંગાસ, ધંધારોજગારની ખુટ, અને વેપાર વેહવારની મંદી થાતી જોવામાં આવેછે તેવી હાલતનો કશો શુધારો થાઓ નથી, અને બીચારાં શેકડો કુટંબો અને ઈનશાનો પોતાનાં તંગ વખતને શારૂ નાચાર થાયલા માલમ પડેછે. ખુદરતી તરીકાને માંન આપી જે ગુજરેછે તેને શેહવું પડેછે પણ તે શાહેબ બેનેઆજ ઘણી હેવો રેહમાછે કે એક પલવારમાં શંધો માંમલો ફેરવી નાખેછે. તે મીશાલે આજશુધીની ગઈ ગુજરી ગુજસતે શાલ પોતાની શાથેજ લઈને ખતમ થશે, હેવી હમો પરારથના ગુજારીએછે.

---

## ૧૨૪૧ નાં બેસતાં નવાં વરસની મુબારકબાદી·

**બેત.**

"પેહલો રોજ હોરમજદ ને ફરવરદીન માશ,
ગણાએછે નવાં શાલનો દીવશ તે ખાશ.
રંજથી ફારેગ રેહજો ઈનશાનનાં તંન,
કીનો કપટ તજી રેહજો સઊ મનંન.
બુજરગોના જીવ રેહજો હીમતથી પુર,
જસ, રસ, ને ઈજતથી રેહજો ચકચુર.
નવાં સાલનું જસંન ખુબી ભલાઈદાર,
કદીમ શાહથી આજતક રહીજૈય ઈઆદગાર." (મનશુખ.)

# માહા ૪ થે તીર શેહેનશાહી શને ૧૨૪૧ યજદજરદી.

| પારશીઓના તીથે રોજ–તેના નામ શાથે. | વાર. | ઈંગરેજી તારીખ | હીંદુ તીથ | કદમી જરથોશતીઓનો રોજ ૧ થી ૩૦ શુધી, માહા ૫ મો અવરદાદ કદમી શને ૧૨૪૧ યજદજરદી. ઈંગરેજી તા૦ ૨૧ મી ડીશેમબર ૧૮૭૧ થી તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૭૨ શુધી. હીંદુ સંવત ૧૯૨૮ ના માગશર શુદ ૧૦ થી તે પોશ શુદ ૯ સુધી. |
|---|---|---|---|---|
| ૧–અહુરમજદ | ગુરૂ | ૨૧ | ૧૦ | માહા ૫ મો કદમી. રાણી વીકટોરીઆનો પુતર પરીનશ આલફરેડ હીંદુશતાંનની મુશાફરીએ પેહેલવેલો કલકતામાં આવેઓ, ૧૮૬૯. |
| ૨–બેહમન.... | શુકર | ૨૨ | ૧૧ | યજદેજરદી શને ૮૫ માં જરતોશતીઓ ઈરાંનથી હીનદુશતાંન (શનજાન)માં પેહેલવેલા આવી વશેઆ. [૬ રેશનનોઓરશ. |
| ૩–અરદીબેશત | શની | ૨૩ | ૧૨ | હમકારો. અમદાવાદમાં ગંજઆહામદનો તથા વલશાડમાં શઇએ |
| ૪–શેહરેવર.... | રવી | ૨૪ | ૧૩ | [નીઉટન જનમેઓ |
| ૫–સફંદારમદ.. | શોમ | ૨૫ | ૧૪ | ખરીશટીઓનો ખરીશટમશ ડે. ૧૬૪૨ માં શર આઇશાક |
| ૬–ખુરદાદ ... | મોમ | ૨૬ | ૧૫ | દાહાડો વધવા ને રાત ઘટવા માંડશે. મુંબઈમાં નાંનાં શંકરશેઠ [નાં દેહેડાંની, ચોપાટીનાં રશતાપર ગાંમદેવીની, તથા પરભાદેવીની [જાતરા. શેખ મોમેનનો, મેહેમનો, તથા પીરનાંતલાવનો, ઓરશ. |
| ૭–અવરદાદ .. | બુધ | ૨૭ | ૧ | કદમીઓનુ અવરદાદનુ જશન. એલાવમાંના જમશેદજી બર [જોરજી મોશતરીનાં આદરાંનને ૩ જું વરશ. |
| ૮–દેપાદર .... | ગુરૂ | ૨૮ | ૨ | |
| ૯–આદર..... | સુકર | ૨૯ | ૩ | હમકારો. |
| ૧૦–આબાં..... | શની | ૩૦ | ૩ | શીંધીઆ શાથે કોલકરાર થયા ૧૮૦૩ માં. |
| ૧૧–ખુરશીદ... | રવી | ૩૧ | ૪ | શેનશાહીઓનાં "મેદીઓશેમ" ગંબાર. વશાઇમાંશુલેહ ૧૮૦૨ માં |
| ૧૨–મોહર..... | શોમ | ૧ | ૫ | ઇંગરેજી નવું વરશ, શને ૧૮૭૨ નુ બેઠું. જાનેવારી માશ.. |
| ૧૩–તીર... ... | મોમ | ૨ | ૬ | શેનશાહીઓનુ તીર યજદનું જશન- ફરાકાબાદ લીધુ ૧૮૫૮ માં. |
| ૧૪–ગોશ ...... | બુધ | ૩ | ૭ | પોરટ રાએલ બાલીનાખેઉં ૧૭૦૩. |
| ૧૫–દેપમેહર.... | ગુરૂ | ૪ | ૮ | વેશટ ઇનડીશ શોધી કાઢીઉં ૧૪૯૨ માં. |
| ૧૬–મેહેર...... | શુકર | ૫ | ૯ | હોનાવર લીધું ૧૭૮૩ માં. |
| ૧૭–સરોશ..... | શની | ૬ | ૧૦ | હમકારો. બમનજી મેરવાંનજી મેવાદલાલનાં મુંબઇમાં ભીડીબ [જારમાંનાં આદરાનને ૨૧ મું તથા સુરતનાં નાંનપરામાં કાવશ [જી એદલજી ખાશનીના આદરાંનને ૩૪ મું વરશ બેઠું. |
| ૧૮–રશન...... | રવી | ૭ | ૧૨ | |
| ૧૯–ફરવરદીન. | શોમ | ૮ | ૧૩ | |
| ૨૦–બેહરાંમ.... | મોમ | ૯ | ૧૪ | હમકારો. બેરાંમજી કાવશજી બાટલીવાલાનાં મુંબઇનાં માહાલ [ક્ષમીમાંના આદરાંનને ૭ મુ, તથા ભીડીબજારમાંનાં બ [મનજી મેરવાંનજી મેવાવાલાનાં આદરાંનને ૨૧ મુ વરશ બેઠું. |
| ૨૧–રાંમ...... | બુધ | ૧૦ | ૩૦ | મુંબઇમાં કાલકાદેવીની જાતરા. |
| ૨૨–ગુવાદ..... | ગુરૂ | ૧૧ | ૧ | ચાંદરાત. પોશ માશ બેઠો. તરંકામલાઈ ફતેહ કીધુ ૧૭૦૫. |
| ૨૩–દેપદીન.... | શુકર | ૧૨ | ૨ | હીનદુઓની મકરશંકરાંતી. |
| ૨૪–દીન....... | શની | ૧૩ | ૩ | હીનદુઓનો શંકરાંતનો દાંન પુંન કરવાનો દાહાડો. |
| ૨૫–અરશેસવંગ | રવી | ૧૪ | ૪ | |
| ૨૬–આસતાદ.. | શોમ | ૧૫ | ૫ | પોંનડીચરી લીધું, ૧૭૭૬. બરીટીશ મીઊજીઅમ ઊઘડેઉં ૧૭૫૯. |
| ૨૭–આસમાંન.. | મોમ | ૧૬ | ૬ | નવરોજી શોરાબજી ઊમરીગરના કલકતામાંનાં દખમાંને(૫૨)મું વરશ. |
| ૨૮–જમીઆદ.. | બુધ | ૧૭ | ૭ | |
| ૨૯–મારાસફંદ.. | ગુરૂ | ૧૮ | ૮ | ભરતપોર લીધું ૧૮૨૬ માં. |
| ૩૦–અનેરાં..... | શુકર | ૧૯ | ૯ | એડન લીધું ૧૮૩૯ માં. |

